શ્રી ૐ ॥

# શ્રી લાલબાવા શ્રી ગોવીંદલાલજીના ઉપવીત સમયના ઘોળ.

સાખી. Reg. No. 62

સ્મરણ કરૂ સરસ્વતિ દેવીનું, ગણપતીને લાગુ પાય;
આદ્યશકિત અંબા ઇશ્વરી ગ્રંથ પુરણ લખાય.

II
1922

24-5-1922


છપાવી પ્રસિદ્ધ કરનાર—
બ્રહ્મભટ (બારોટ) વીઠલદાસ દામોદર.
ગોઝારીઆવાળો—પ્રાંત કડી.


ગૌ પ્રતીપાળ મહારાજા સયાજીરાવ શમશેર બહાદુર
વડોદરા સ્ટેટ.


સંવત ૧૯૭૮] [ફાગણ વદી ૧૩ રવીવાર.

સુરત—"જૈન વિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં મુળચંદ કસનદાસ
કાપડીઆએ છાપ્યું.

કિંમત ૦-૧-૦

**શ્રી ૐ॥**

શ્રી વ્રીજવાશી ગોસ્વામી શ્રી વ્રીજરતનલાલજી મહારાજ શ્રી ગોવીંદલાલ મહારાજ કુમારશ્રીના જનોઇના શુભ પ્રસંગમાં આનંદ ઓચ્છવ વરઘોડા શ્રી ગાદીપતી મહારાજાઓ ગોકુળ, મથુરાં, વ્રીંદાવન, કાંકરોળી. શ્રી નાથજી, મુંબાઇ, અમદાવાદ, નડીયાદ, પોરબંદર, શ્રી ગો સ્વામી નેક નામદાર મહારાજાઓ સંવત ૧૯૭૮ના ચેત્ર સુદી પાંચેમ દીને સુરત શહેરમાં પધારી સુરતના નરનારીને દર્શન આપીને આનંદ ઓચ્છવ કીધો છે, જેઓની વધાઇમાં આ ચોપડી હેવી ઇચ્છાથી છપાવી પ્રસિદ્ધ કરેલી છે જેમાં ગાયન કવાલી ગરબા ભજન ધ્રુપત હીચ વગેરે રાગોનાં પદ બનાવવામાં આવ્યાં છે, જેની કીમત સાધારણ રૂા. ૦—૧—૦ મુકી છે. જેની આવક ધર્માદામાં જવાની છે. કતલખાનામાં ગાયો વીગેરે મુંગા પ્રાણીઓ કપાતાં છોડાવી પાંજરે મોકલવાં તે ઉપયોગમાં એ પૈસા જવાના છે. ભાઇઓ, વીચારો કે આપણે ચાર મિત્રો ભેગા થઇ ચાલીએ તો એક આનાનાં પાન ખાઇ ઘડી પછી થુંકી દઇએ છીએ, તો આ એક આનો કોઇ નરનારીને ભારે લાગશે નહી ને પ્રેમ પૂર્વક ચોપડી સ્વીકારશે એવી મને આશા છે.

લી० સેવક,

**વીઠલદાસ દામોદર.**



શ્રી ગણપતી મહારાજકી જય–

શ્રી સારદા માતાકી જય–

શ્રી વીષ્ણુ વૈકુંઠનાથકી જય–

( રાગ— ) (ગરબાનો)

(પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે–)

સાંભળ સજની આજ આનંદ હેલી થઈ રહીરે.
મલીઆ મોટા ગાદીપતી મહારાજ—ચાલો મંદીર દર્શન કરવા
ઉમંગથીરે–સાંભળ

## સાખી

સંવત સાલ ૧૯૭૮ની, ચૈત્ર સુદી પાંચમ દીન ગણાય
આપણા લાલ મહારાજના, કુંવરને જનોઈ દેવાય–
હવડે ધરી ઉમંગે પગ ઉપાડો હોંશથીરે.
ભુપ પધાર્યા ટીકાયત મહારાજ, દર્શન કરી પાપ જાયે દૂર
ઘણુંરે—સાંભળ

## સાખી

મંદીરની શોભા ઘણી, વીજળી મુકી છે અપાર
પંખા ફુર ફુર ફરકે ઘણા, મધુર પવન શીતલ સાર
આનંદે અમદાવાદથી મહારાજ આવીઆરે
સંગે ઘણા વૈષ્ણવ જન સમાજ, પધારી મંડપ પાવન કીધો
આપણોરે—સાંભળ

## સાખી

બેન્ડ વાજાં વાગે ગણાં, સુંદીર ધરી શણુગાર
ચેરેહાર બંદુકો લઇ, બોલે જય જય શબ્દ મુખ સાર
છપન ભોગ થાળ ધરવાને કીધો ઘણોરે
જોઇ નર નારીનું મન અતી હરખાય, ધન્ય ભાગ્ય લાલ
મહારાજ આપનુંરે—સાંભળ

## સાખી

છવાઇ કીર્તિ ત્રીલોકમાં, ઇંદ્ર ભુવન જગજાણ
કારભારી જમીયતરામ જે, સાચા પુરૂષ પોતે પ્રમાણ
નારાયણદાસ સક્રેટરી ચાલે ઉમંગમાંરે
દામોદર સુત વીઠલ અતી હરખાય, બાલાજી આગળ મારૂં
ધામ છેરે—સાંભળ

## સાખી

ગરબો ગાઇ કીધો પ્રેમથી, સાંભળે જે નરનાર
શનીવારે પ્રગટ કર્યો, વિષ્ણુ પ્રતાપે સાર
અમર રહો લાલજીની ગાદી સુરત શહેરમાંરે
જેની કીર્તિનો પાર ન આવે જગમાં, ગાઉં ગુણ ત્રીલોકમાં
આપનારે—સાંભળ

સંપૂર્ણ.

## ગજલ કવાલી. (રાગ)

(કનૈયા નંદકે લાલા, બજા ગયે બંસરીવાળા)

અરે સુરત તેરી શોભા, શું કહું હું વીસ્તારી
શું કહું હું વીસ્તારી, બની અજબ લીલા તારી—અરે સુરત
મોટા મંદીરનું જે ધામ, વસે વૈષ્ણવ જન તમામ
ખરૂ એ મોક્ષનું ઠામ, મહરાજ કરે છે શુભ કામ-અરે સુરત
કરો સાચી સેવા વૈષ્ણવજન; રહે વિષ્નુ સદા પ્રસન
આવ્યો છે શુભ દીન, જનોઇ દે છે મહારાજના તંન-અરે સુર
દેશ દેશના ગાદીપતી જંન, પધાર્યા ઇંદ્રસમ શોભન
આવો આનંદે રીઝાવે મંન, પધારો મંડપ કરો પાવન
—અરે સુરત
શોભા છે તમને વીચારો મંન, કરો પરમાર્થ સજજન
અમર નામ થશે નંદના તંન, સાથે નહીં આવે કંઇ ધન
—અરે સુરત
કહે છે કરજોડી કવીજંન, પ્રભુ હું છું તારો તંન
દામોદર સુત વીઠલનું મંન, વિષ્નુ થજો તમે પ્રસન-અરે સુરત

---

### કવાલી ગજલ રાગ–ઉપરનો

શ્રી સુરત આકી વાલાકુમાર, સહેત અશ્વે થયા તૈયાર
શણગાર સુંદીર અધસાર, ગળેમે બીરાજે ચાંદીની માળ–શ્રી સુરત
કનક આસન પ્રીતે ધરી પ્યાર, જળકે હીરામોતી અપાર

બીરાજ્યા નંદના કુમાર, બની લીલા ઘણી તુમારે દ્વાર—શ્રી સુરત
શીરપે મંડીલ ને પીળો હાર, શોભે વિશ્નુ સમ મોરાર
અંગે સોનેરી જામો સાર, બીરાજે ગળામાં મોતીમાળ—શ્રી સુરત
ઢોળે ચમર છત્ર સાર, નીશાન ડંકા બાજે અપાર
લીલા વરઘોડાની અપાર, પેરેદાર સંગ છે હથીયાર—શ્રી સુરત
પાછળ ગોપીકાઓ નારી ગીત ગાય માજી ને લીલાવતી ગાડીમાં
હરખાય
ચાર અશ્વોની ગાડીમાંય, પધારેલા લાલ મહારાજા જ્યાંય—શ્રી સુરત
આનંદ ઓચ્છવ ઘણો થાય, ત્રણ વાગે વરઘોડો મંદીર જાય
કવીજન વીઠલ ગુણ ગાય, બાલાજીરોડ મુકામ મારો ત્યાંય
—શ્રી સુરત
જરીવાળા ત્રીભોવન શાહુકાર, જેની પાસે અમારો છે દ્વાર
કૈલાસવાશી શંકરરાય, તે ભુવને રહયો ખરી પ્યાર—શ્રી સુરત

પંદર તીથીઓ—(રાગ-રઘુપતી રામ હ્રદેમાં રહેજોરે)
ચાલો મોટા મંદીરે સખી આજ દર્શન કરવારે
વિશ્નુંનાથ બીરાજે મંડપેરે, શોભા કીધી વૈકુંઠ સમાનરે
પેરેદાર બંદુકો લઈ ઉભારે, ચાલો મોટા મંદીરે આજ સખી
દર્શન કરવાને
ચાર દીશા મંડપમાં વીજળી શોભેરે, પંખા ફર ફર ઘણા ફરકેરે
નોબત નીશાન ડંકા ગાજેરે.........ચાલો

બેન્ડ વાજાં વાગે અતી સુંદરરે, નારી ગોપીકા ગીત ગાયરે.
રૂડો અવસર આવ્યો જનોઈનો દીનરે..........ચાલો મોટા
ધન્ય ભાગ્ય અમારાં ખીલ્યાંરે, ગાદીપતી લાલમહારાજરે
કારભારી જમીયત સંગેરે............ચાલો મોટા
કાંકરોલી મહારાજ શ્રી આવ્યારે, વળી આવશે મથુરાં મોરારરે
અમદાવાદની જોઇ બેઠા છીએ રાહરે.........ચાલો મોટા
શ્રીપતી શ્રીનાથજી મહારાજરે, દર્શન કીધે પાપ જાયરે
જેનો ત્રીલોકમાં જશ જામ્યોરે........................ચાલો
મહારાજ મથુરાના આવ્યારે, સાથે સેવક જન પધાર્યારે
જેની શોભાનો નહી પારરે..............................ચાલો
અમદાવાદ મુંબાઈ કાંકરોલી મહારાજરે, જાણે જગતમાં સૌ લોકરે
પધારેથી મંડપમાં શોભા વધતીરે...................ચાલો
દેશ દેશના હરનીશ આવે વૈષ્ણુવ જનરે
દર્શન કરી મહારાજનાં ને મન હરખે રે, પગે લાગીને ભેટ
ધરતારે—ચાલો મોટા

સુરત શહેરમાં આનંદ છવાયોરે
આસોપાલવનાં તોરણુ બંધાવ્યારે
ધોળ મંગળનાં ગીતો ઘેર ઘેર ગવાયરે..........ચાલો મોટા
શેઠ સાહેબ છગન મુલ્લાજીવાળારે હૃદયમાં વસ્યા વિશ્નુ મોરારીરે
જેનો જશ ત્રીલોકમાં ભારીરે..........................ચાલો
ગુલાબદાસ પટવા ભાગ્યશાળીરે જેના પુન્યનો નહી પારરે

સાય કરજો શ્રી કૃષ્ણ મોરારીરે........................ચાલો
મહાજન શેઠ ભગુભાઈ નામરે—જેના નામ પ્રમાણે ગુણરે
અમર રહો અવીચળ જુગમાંરે..........................ચાલો
સરદાર સ્ટોર ઇશ્વરદાસરે—જેના મનમાં ભક્તિનો વાસરે,
કરે સેવા બહુ સારીરે....................................ચાલો
લક્ષપતી વૈષ્ણવ જન ભેગા મળીયારે—આનંદેથી ઉપવીત ધરાવ્યાંરે
લક્ષ રૂપીઆનાં દાન દીધાંરે..............................ચાલો
શાસ્ત્રી મનસુખરામ વેદ ભણેરે—વિદ્યાદાન આપ્યું લક્ષ્મીનાથ પંડીતેરે
મોર મુગટ મણીલાલ પુરાણીરે..........................ચાલો
રામ લક્ષ્મણ બંને ભાઇની જોડારે—જેના રૂપમાં કાંઇ નહી ખામીરે
ચંદ્ર લાજે ને તેજ અધીકરે..............................ચાલો
હોમ હવન ઘણા થાયરે- છપન ભોગ કીધો તૈયારરે
આરોગો પ્રીતે પ્રભુ જુગ જીવનરે........................ચાલો
નરનારી નગરનાં હરખ્યાંરે—જોવા મળીયાં સૌ કરજોડીરે
જેનાં ભાગ્ય તેને દર્શન થયાંરે..........................ચાલો
કનક ભુવન અયોધ્યામાં શોભેરે—જેના કરતાં શોભા ઘણી વધતીરે
નજરે નીરખી કહું છું વીઠલદાસરે........................ચાલો
નવ ખંડમે જશના ડંકા ગાજ્યારે—વૈષ્ણવ ગાદીપતી નેક નામદારરે
ગુણ ગાઉં કવીજન કરજોડીરે............................ચાલો
ચૈત્ર સુદી પાંચમને દીનરે—કીધું ઉપવીતનું મુહુર્તરે
સુરત શહેરમાં આનંદ છવાયોરે..........................ચાલો

પુરણ કામ કીધું ધરી પ્રીતેરે–જેના જશનો પાર ન પામુરે
લાલ મહારાજાની કીરતી જામીરે..........................ચાલો
દાન આપે છે ગરીબ જનનેરે, સમદ્રષ્ટી રાખી કર્યો વીવેકરે
અમર રહેજો જુગમાં ગાદી તમારીરે...... .........ચાલો મોટા
ભાતભાતનાં ભોજન થાયરે, જે આવે તે જમે આનંદ પામેરે
હું તો ગુણ ગાઇ સુખી થાવુંરે..................ચાલો મોટા
ગોપીકાઓ મંદીરે ગીત ગાયરે–વૈશ્વરાય મંડળ બેઠારે
માતા લીલાવતી સતી હરખાયરે..............ચાલો મોટા
માજી વારેઘડીએ લેછે ઓવારણાંરે, જેમનું નામ હું નથી જાણુતોરે
આપુ સીતાસતી સમ નામ તમારૂંરે...........ચાલો મોટા
અમર રહો જુગમાં કુમાર બાળરે આજ આવ્યો છે જનોઇનો
દીનરે
બંધુ બળરામ કૃષ્નની જોડરે...................ચાલો મોટા
થાવો જયજય ત્રીલોકમાંરે, એવી હરનીશ અરજી મારીરે
હવે કહું છું કરજોડી વરઘોડોરે.................ચાલો મોટા

---

## શ્રીબાલનો વરઘોડો (રાગ ઉપરનો)

ચાલો જોઇએ પ્રીતે વરઘોડોરે, માથે વીજળીઓના દીવારે
સોથી આગળ દારૂખાનું કુટેરે........... .........ચાલો મોટા
લાલ લીલી હવાઇ ઉડેરે, આકાશે જઇને અતી ગાજેરે
જેનો શબ્દ ગગનમાં ગાજેરે...................ચાલો મોટા

સુંદર આડા હારનાં રસ્તે રોપ્યાંરે, જેનો પચરંગી રંગ થઇ ગાજેરે
લાલ દ્રેશે વાજાની પલટણ ચાલેરે.................. ....ચાલો
છત્રીસ રાગણી વાગે વાજામાંરે, સુણી શેશનાગ અતી ડોલેરે
મોહ પામ્યા નર ને નારીરે.............................ચાલો
લાખો વૈશ્વજન ચાલેરે, ગણના કરતાં પાર ન આવેરે
શીરપે લાલ પાઘડી મુગટ ધારીરે.......... .........ચાલો
પાન ચાવે પીચકારી મારેરે, લુગડાં લાલ ગુલાલ થયાંરે
મનમાં આનંદેથી સૌ માલેરે...............................ચાલો
પ્રથમ લાલ અશ્વો હોનુની જોડીરે, બેઠા કુમાર ને કાંકરોલી બાળરે
સુંદર દ્રેશે મોતીજી નાયક બીરાજ્યારે..................ચાલો
આજુબાજુ સરકારી પોલીસો ઉભારે, જતન કરે યુક્તિથી ઘણી પ્યારરે
પલટણ વાજાની બીજી તૈયારે.............................ચાલો
ખાદીના કોટ સુંદર શોભેરે, ઉપર લીલી ભાતના પટ્ટા પેરીરે
બેન્ડ વગાડે ધરીને હોંશરે..................................ચાલો
માલીક પોતે વચ્ચે ઉભારે, સહેત કોટને ચાંદ લટકાવીરે
હાથમાં કાળી સોટી સાથે ફેંટોરે...........................ચાલો
મહારાજના પાછળ પોલીસો ચાલેરે, જેનો પગ ઉપડે એક સંગેરે
તેજ આપે વીજળી કીટશન લાઈટરે.......................ચાલો

ગજ્વુ



બે નાના મોટા અશ્વોની ચોકડીરે, મળી ચાર ઘોડાની જોડીરે
શ્રી મહારાજ ગાદીપતી બીરાજ્યારે.....................ચાલો
શીરપે સુંદર કેશરી પાઘરે, ઉપર માળ મોતીની ચળકેરે
જમણે કાનમાં લાલ મોતીની વાળીરે.....................ચાલો
ચંદ્ર સમ તેજ પ્રકાશેરે, કપોલ જાણે ગુલાબનાં ફુલરે
મુખે પાન આવે ને હોઠ લાલરે.....................ચાલો
સુંદર નાસીકા દાડમ કળી દંતરે, ગળામાં લક્ષ મોતીનો હારરે
વામ બાજુ બેઠા મધુસુદન મહારાજરે.....................ચાલો
સહીત જામો અંગે શોભેરે, પેરી લીધી રેશમી કોરની ધોતીરે
પગ આગળ મોજડીયો મેં નીરખીરે.....................ચાલો
આગળ બે પુરૂષ સનમુખરે, મળ્યા ચાર જણ પુણ્ય શ્લોકરે
કોચમેન પાસે છડીદાર ખમા બોલેરે.....................ચાલો
ચાર બાજુએ દ્વારપાળ ચાલેરે ખાખી રંગનો દ્રેશ પેરીરે
કમરપટા ને બંદુકો લીધી ખાંધેરે.....................ચાલો
ચાર દીશાએ વીજળીના દીવારે, ઘોડા આગળ પુરૂષ બીજા ચાલેરે
જોવા મળીયાં નગરનાં નરનારીરે.....................ચાલો
પછી આવ્યા જનોઇ દેવા પ્રીતે પ્રભુજીરે, મુખ જોઇને દુઃખ મેં ખોયુંરે
ઉદય પામ્યો પુરણ પુનમનો ચંદ્રરે.....................ચાલો
સહીત અશ્વે બીરાજ્યા મારા નાથરે,-બીજો અવતાર જાણે રામરે
ચાંદીની સાંકળ ગળે અશ્વને બીરાજીરે.....................ચાલો

અચ્ચે શણગાર્યો સોનેરી સાજરે—જેની શોભાનો નહી પારરે
તંગ જરકસીનો લીધો ખેંચીરે......................ચાલો
કુમાર શીરપે મંડીલ આગલ પીળો તોરોરે—સોનેરી જામો
અંગે લીધો પેરીરે
ગળે મેં હાર નવ લક્ષ મોતીનો શોભેરે...............ચાલો
કોમળ કરમાં કંકણુ હીરા ચળકેરે—જોઇ નરનારીનાં મન હરખેરે
જાણે ઉતર્યો ત્રીલોકી નાથરે.............................ચાલો
ચમર ઢોળે ને શીતળ પવનરે—ચાર બાજુ પોલીસ કરે રક્ષણુરે
જેનો જશ ત્રીલોકમાં ગાજેરે..............................ચાલો
ખમા ખમા મુખથી બોલે સૌ જનરે-ગીત ગાતાં ગોપીઓ ચાલેરે
ગાડીમાં સીતા માતા ને લલીતા ગીત ગાયરે...........ચાલો
રૂડા ઠાઠમાઠથી વરઘોડો જાયરે—કૃષ્ન પક્ષ દશમની રાત્રીરે
ફરતાં પુલેકું ત્રણ વાગ્યારે...............................ચાલો
નીંદ્રામાંથી જાગીઆં નરનારીરે—મેડી જરૂખેથી જુએ નીહાળીરે
કરજોડી પગે લાગી લીધાં વારણાંરે....................ચાલો
બોલો જય જય શ્રી રણછોડરે—ગાય સાંભળે જે નરનારીરે
તેનો નીશ્ચે વૈકુંઠમાં થાય વાસરે.......................ચાલો
ગુણીજન મહારાજનો દાસરે—આજ તમ બારણે આનંદ દીનરે
ગરબો લેજો પ્રીતે વધાવીરે...............................ચાલો
અમર રહો જુગમાં કુમાર—બને જોડીરે, એવું સત્ય કવી જન
કહે છે રે

જેને પ્રસન રહે વીષ્ણુનાથરે.. .......................ચાલો
સંવત સાલ ૧૯૭૮ નીરે, ફાગણુ કૃષ્ણુ પક્ષ દશમ રાત્રીરે
ગરબો કીધો બાલાજી આગળ વસીરે.................ચાલો
વતન મારૂ ગૌજરપુર ધામરે–ગૌ બ્રાહ્મણુ પ્રતીપાળ સીયાજીરાજરે
કડી પ્રાંતમાં આવ્યું એ ગામરે.........................ચાલો
ભુલચુક કવીજન કરજો માફરે–કહું કરજોડી વારંવારરે
જેના ગુણુ ગાઉ ત્રીલોકમારે...............................ચાલો
એકવાર બોલો જય રણુછોડ–જેનું નથી બેસતું નાણુરે
એવા પ્રભુ જે સારંગ પ્રાણુીરે........ ......................ચાલો
સહુ સજ્જન ગુરૂઓને મારા પ્રણુામરે–લેજો પ્રીતેથી ગરબો
વધાવીરે
દામોદર સુત બારોટ કવીજનરે.........ચાલો મોટા મંદીર

---

## તાલ હીંચમાં રાગ ખમાચ ( હીંચ )

થાવો વીજય વીજય શ્રી બાલબાવા મહારાજનો
બોલો વીજય વીજય શ્રી ગાદીપતી સુરતનો
સ્વારથને અધવચ લટકાવી પરમારથે પુરા
જાચકોને ઘણું દાન દેછે એવા સુરતને જય થાશે ગવાશે
જગમાં છવાશે ઉદય નેકી ટેકી શ્રી મહારાજધીરાજનો
થાવો વીજય વીજય શ્રી લાલબાવા મહારાજનો

## (રાગ) કલ્યાણ ધ્રુપત (ત્રીતાલ)

શ્રી ગૌસ્વામી બ્રીજલાલા—અમ્મર હો મહારાજ બ્રીજરતન લાલા
મધુસીંગ ગોવીંદલાલા—જનોઇ દે છે નંદલાલા—શ્રી ગૌસ્વામી
પૂર્વ દીશાએ આસનવાલા—શ્રીગોકુળ મથુરાંવાલા
નીરમળ જળ ગોમતી પીનારા—સુરત પાવન કરનારા
—શ્રી ગૌસ્વામી

પોરબંદર શ્રીનાથજી મહારાજા—બીંદ્રાવન કાંકરોલી રાજા
નડીયાદ મુંબાઇ અમદાવાદ પધાર્યો—મળ્યા ભુપતિ સમરાજા
—શ્રી ગૌસ્વામી

ઇંદ્ર ભુવન સમ રચના રઢીયાળા—જોઇ મન હરખે રૂપાળા
જ્યાં જોઉં ત્યાં વીજળી ચમકારા—વીશ્વકમાં કારીગરી કરનારા
—શ્રી ગૌસ્વામી

બજારે પૂર્વ ઉત્તર સનમુખ દરવાજા—તેમાં વસે વેપારી સારા
ગાદીપતી પધાર્યા મહારાજા—લક્ષ જનો ભેગા થયા ઝાઝા
—શ્રી ગૌસ્વામી

દક્ષીણ દીશા જે દરવાજા—વૈકુંઠપુરી કીધી છોગાળા
નીરખી આનંદે દીન દયાળા, હાંડી જુમર અતી લટકાળા—શ્રીગો
બેઠા ચાર દીશાએ વાજાંવાળા, બાજે સુંદર ઘણું રઢીયાળાં
વીઠલદાસ કરજોડી લખનારા, અતી આનંદે કાવ્ય કરનારા
બોલો જયજય મુખ ઉચારા, અંતે મળે મોક્ષ દ્વારા
શ્રી ગૌસ્વામી

પ્રસન રહે ચત્રભુજ ધારા, સહાય કરે સદા છોગાળા

## રાગ-સેસે ઉજેની રંડાપો-તાલ હીંચ

તમે ચેતજો લોકોરે માથે જમ તણો ધોકો
પંખીડાં જાય હાલી પંખીડા જાય છે હાલીરે, પીંજરા પડી
રહ્યા ખાલી-તમે ચેતજો

દશ તે શીશનો જી રાવણુ બનાયો, સોનેરી લંકા છવાઇરે
રાવણો રાજ ગયો હારી, સીતા શીલ લાવ્યો નારી—તમે ચેતજો
લંકા તે પાછળજી ખાઇ ખોદાવી-સવા લક્ષ ચોકીઓ જમાવીરે
કુંભકરણુ વિભીક્ષણુ સરખા ભાઇરે-સંગે કોઇ નહી આયા—તમે
ઉંચી તારી મેડીઓ, અજબ ઝરૂખા તે પર સેજો બીછાઇજીરે
સેજ પર છત્ર ને છાયારે, તેરા ભર્યા રહ્યા ભંડાર—તમે
કહે દામોદર સુત વીઠલદાસજી, સુણો નરનારી લોકો
જુઠા જગતના ફાંસારે, જુઠી જગતની માયારે-સંગે કોઇ નહી
આયા, તમે ચેતજો લોકોરે.

**સમાપ્ત**

प्रपन्ना पारिजाताय तोत्र वे वैत्रक पाणये
ज्ञानमुद्राय कृष्णाय, गीतामृत दुहे नमः





## જૈન વિજય પ્રેસ-સુરત.

અમારા પ્રેસ (છાપખાના)માં ગુજરાતી, હિંદી અંગ્રેજી, તથા સંસ્કૃત દરેક જાતનું કામ જેવું કે કાર્ડ, કવર, નોટપેપર, આંકડા, કંકોત્રી, માસિક પુસ્તકો વગેરે નવા ટાઈપ અને નવી બોર્ડરોથી સુશોભિત રીતે તૈયાર થાય છે. એકજ વ્યાજબી ભાવ લેવાય છે. એક વખત કામ કરાવી ખાત્રી કરો.

પત્ર વ્યવહાર—

મેનેજર "જૈન વિજય" પ્રેસ

તાસવાળાની પોળ, ખપાટિયા ચકલા—સુરત.

